ॐ तत्सत् परमात्माने नमः

શ્રી  નાટક

લક્ષ્મીકાન્ત

# પુણ્ય પ્રભાવ

## નાટકનાં ગાયનો અને ટુંકસાર

શ્રી લક્ષ્મીકાન્ત [illegible]માજ.


[illegible]

ચંદુલાલ ભગવાનદાસ અપરિ[illegible]

મંત્રી — શ્રી લક્ષ્મીકાન્ત નાટક સ[illegible]

[illegible] - [illegible] લિમિટેડ, અમદાવાદ

કિંમત ૪ આના

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

॥ श्री ॥

# પૂણ્ય પ્રભાવ

## નાટકનાં ગાયનો અને ટુંકસાર.

લેખક—રા૦ જીવણલાલ કહાનજી બ્રહ્મભટ્ટ.
ડાયરેક્ટર—રા૦ વિઠ્ઠલદાસ ત્રિભોવનદાસ ભોજક

**શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.**

છપાવી પ્રસિદ્ધ કરનાર,
ચંદુલાલ ભગવાનદાસ મપારા.
માલેકઃ—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

હાલ મુકામઃ—ઘીકાંટા ભારતભૂવન થીએટર,—અમદાવાદ.



આવૃત્તિ પહેલી) સને ૧૯૩૯ ( પ્રત ૨૦૦૧

આ ચોપડી શ્રી જૈન એડવોકેટ પ્રિન્ટીંગ પ્રેસમાં વાડીલાલ બાપુલાલ શાહે છાપી છે; ઘીકાંટા જેશીંગભાઇની વાડી,—અમદાવાદ.

કિંમત ચાર આના.

# પૂણ્ય પ્રભાવ નાટકનાં મુખ્ય પાત્રો.

## પુરૂષ પાત્રો.

**મહાનામ**—કપિલવસ્તુના શાકયવંશીય મહારાજા.

**ચંદ્રરાજ**—શાકય સૈન્યનો કુટનીતિ પારંગત સેનાપતિ.

**ધર્મરાજ**—કપિલવસ્તુ સામ્રાજ્યનો ધર્મપરાયણ ન્યાયમંત્રી, બુદ્ધદેવનો અનુયાયી.

**વિરૂદ્ધક**—કોશલદેશનો મહારાજા.

**સેનજીત**—મહાનામનો સામંત.

**અજય**—ધર્મરાજનો પુત્ર.

**અનામી**—વિમળાનો પુત્ર.

**ધનસુખ**—એક કંજુસ વણીક.

**મનસુખ**—નારાયણનો પિતા.

**નારાયણ**—મનસુખનો ગુમ થયેલો પુત્ર.

ઉપરાંત—સૈનીકો, પ્રજાગણ, બ્રાહ્મણો વગેરે

# સ્ત્રી પાત્રો.

**શૈલબાલા**—મહાનામની કન્યા પાછળથી વિરૂદ્ધકની પત્નિ.

**કમળા**—અજયની પત્નિ.

**વિમળા**—માજી અધિકારી પ્રવરસેનની વિધવા.

**જયા**—વિમળાની ઓરમાન પુત્રી પાછળથી વિરૂદ્ધકની સ્નેહરાણી.

**સુમતી**—એક કોશલ સૈનિકની વિધવા.

**મધુરી**—ધનસુખની સ્ત્રી.

**મોહીની**—ધનસુખની ભત્રીજી પાછળથી નારાયણની સ્ત્રી.

ઉપરાંત—માલણ, દાસીઓ, વારાંગનાઓ સાહેલીઓ ઇ.

સ્થળ—કપિલવસ્તુ અને શ્રાવસ્તી. **સમય ૪૩૪ વિ. સં. પૂર્વે.**

# વ્યક્તવ્ય.

પસ્તૂત નાટય પ્રયોગ "પૂણ્ય પ્રભાવ" એટલે ભગવાન બુદ્ધના અમર આદેશ "અહિંસા પરમો ધર્મ:" ના ઉજ્વલ પ્રકાશનું એક આછું કિરણ. અહિંસા અને કરૂણાના વિમળ ભાવ ભર્યો વિશ્વબંધુત્વ અને વિશ્વપ્રેમનો મહામંત્ર ભગવાન બુધ્ધે પ્રથમ વિશ્વને આપ્યો જેના પૂણ્યપ્રભાવથી જન હૃદય નિર્મળ બન્યાં, નરપશુ માનવ થયાં. અનેક આચાર્ય, પ્રભુના પુત્ર અને ફિરસ્તાઓએ તેના અનુકરણમાત્રથી જીવન ધન્ય કર્યાં.

ભગવાન બુદ્ધના મહાભિનિષ્ક્રમણ પછી કપિલવસ્તુની રાજધુરા તેમના કાકાના પુત્ર મહારાજા મહાનામ હસ્તક હતી અને શ્રાવસ્તીમાં કૌશલો પ્રબળ હતા. ગૌતમબુદ્ધની જીવનકથામાં ઉલ્લેખ છે કે નિર્વાણના થોડાજ સમય પહેલાં પૂર્વ કૌશલેશ વિરૂદ્ધકે કપિલવસ્તુ સામ્રાજ્ય પર હુમલો કરી તેને નષ્ટભ્રષ્ટ કરવા ઉપરાંત અહિંસક વૃતધારી શાકયોનો નિર્દયતાથી વધ કર્યો. શાકયોના ઘોર સંહારનું મુખ્ય કારણ પ્રાચીન ઇતિહાસ દ્વારા મળી આવે છે કે પૂર્વે શાક્યોએ કૌશલેશ પ્રસેનજિત સાથે શાકયવંશની રાજકન્યાને ન પરણાવતાં **વાસભખટ્ટીયા** નામની દાસી પરણાવી હતી જેનાથી ઉત્પન્ન થયેલા કુમારનું કપિલવસ્તુના આંગણે કુલાભિમાની શાકયોના હાથે દાસીપુત્ર સંબોધનથી અપમાન થયું અને શાક્યો તથા

કૌશલો વચ્ચે વૈરાગ્નિ ભભૂકયો; પરિણામે વિરૂદ્ધકના હાથે શાકયોનો અમાનુષિક રીતે સંહાર થયો છતાં અંતે અહિંસાના આદેશથી કૌશલેશ માનવતા સમજ્યો અને બુદ્ધનો અનુયાયી થયો એજ આજનો પૂણ્ય પ્રભાવ.

જાતક કથાઓ તેમજ બીજી દંતકથાઓમાં પ્રસેનજિતના પુત્ર તરીકે વિદુદર્ભ કિંવા વિદ્યુતગર્ભ નામ મળી આવે છે, જ્યારે કેટલાક પુરાતત્વચિંતક ઈતિહાસકારોના કથનમાં તેમજ "અવદાન કલ્પલતા"માં વિરૂદ્ધક નામ ઉપલબ્ધ છે એટલે અમોએપણ ઉભયનામો ભિન્નભિન્ન હોવા છતાં તેના સમકાલિન નૃપતિઓ તથા અન્ય આધારો અંગે વિરૂદ્ધકજ પ્રસેનજિતનો પુત્ર હોવાનું સમર્થન કર્યું છે નાટક અને નવલકથામાં ઈતિહાસને ભાગ્યેજ વળગી રહેવાય છે છતાં ઈતિહાસને અમુકાંશે પણ વિશુદ્ધ રાખવા યથાર્થ યત્ન કરવામાં આવ્યો છે નાટકને તૈયાર કરવામાં ડાયરેકટર રા૦ વિઠલદાસ ભોજકે યથાયોગ્ય પરિશ્રમ ઉઠાવ્યો છે તેમનો તથા નાટકને સર્વાંગસુંદર બનાવવા માટે સંસ્થાના સંચાલકોએ જે સ્તુત્ય યત્ન કર્યો છે તે માટે આભારી છું. અપૂર્ણ વિશ્વમાં પરમાત્મા સિવાય કોઇજ સંપૂર્ણ નથી તો પછી માનવ જાતના પ્રયત્નો અપૂર્ણ હોય એમાં નવાઈ નથી. સર્વેશ્વર સર્વની સદ્ભાવના સંપૂર્ણ કરે એ પ્રાર્થના સહ સુજ્ઞ પ્રેક્ષકોની અમીદષ્ટિ ઇચ્છી અત્રે વિરમતો

તા. ૩૧-૮-૩૯
કૃષ્ણ દ્વિતિયા, દ્વિતિય શ્રાવણ
સંવત ૧૯૯૫

કૃપાકાંક્ષી.
જીવણલાલ કહાનજી બ્રહ્મભટ્ટ.

શ્રી

# પૂણ્ય પ્રભાવ.

## નાટકનો ટુંકસાર



## અંક પહેલો.

### મંગળાચરણ અને વસ્તુસૂચન.

**પ્રવેશ ૧લો**—શ્રાવસ્તીથી કપિલ વસ્તુ આવનાર વિરૂદ્ધકના સન્માન માટે સર્વ તૈયારીઓ થઈ રહી છે ચંદ્રરાજની કુટ નીતિથી લાચાર થયેલો મહાનામ અનિચ્છાએ વિરૂદ્ધકનું શાકય વંશના ભાણેજ તરિકે સન્માન કરવા તૈયાર થાય છે. ત્યાં રાજકુમારી શૈલબાલા તેનો વિરોધ કરે છે. વિરૂદ્ધક ક્રોધે ભરાઈ લડાઈ કરવા તૈયાર થાય છે મિથ્યા કુલાભિમાન માટે શૈલબાલા અને વિરૂદ્ધક વચ્ચે સંવાદ થાય છે પરિણામે શાકયો અને કૌશલો વચ્ચે વૈરનું બીજ રોપાતાં તલવારો ખેંચાય છે.

**પ્રવેશ ૨ જો**—કંજુસ વાણીયો ધનસુખ પૈસાના ગુણ ગાઇ રહ્યો છે. ત્યાં નારાયણ ગુરૂના કથનને સત્ય કરવા પૈસાથી પૈસા ખેંચવાનો અખતરો કરવા આવે છે, ત્યાં ઉલટો ફસાઇ જતાં છેવટે વાણીયાને ત્યાં નોકરી રહી જાય છે. કોઈ સંસ્કારી

સ્ત્રીના સંસર્ગથી ધનસુખનું મુજીપાણું ટળે એવા હેતુથી મનસુખ તેને પોતાની સાળી સાથે પરણાવે છે.

**પ્રવેશ ૩ જો:**—ન્યાયમંત્રી ધર્મરાજની પુત્રવધુ કમળા તેની સખીઓ અને અજયનો પ્રેમ વિનોદ ત્યાં સ્વર્ગસ્થ પ્રવરસેન કે જે એક રાજ્યનો પ્રતિષ્ઠિત અધીકારી હતો તેની વિધવા સ્ત્રી નિરાધાર હાલતમાં પોતાની ઓરમાન પુત્રી જયા સાથે મદદ માગવા આવે છે. ત્યાં અજય તેનો તિરસ્કાર કરે છે. ત્યાં જીવદયા પ્રેમી ધર્મમૂર્તિ ધર્મરાજ આવી ચડે છે. ગરીબનો તિરસ્કાર કરનાર પુત્રને ઠપકો આપી નિરાધાર વિધવાને આશ્રય આપે છે. વિરૂદ્ધક યુદ્ધ કરવા ચડી આવે છે એવા સમાચાર લઈ ચંદ્રરાજ આવે છે તેની વિકારી આંખ વિમળા પર પડે છે કોઈપણ રીતે માનવ હત્યા ન થાય એટલા માટે અહીંસાના ઉપાસક બુદ્ધના અનુયાયી ધર્મરાજ લડાઇ અટકાવવા નિશ્ચય કરે છે.

**પ્રવેશ ૪ થો**—ભાવિ યુદ્ધની તૈયારી માટે વિચારમગ્ન શૈલબાલા પાસે સેનાનાયક ચંદ્રરાજની પ્રેમ યાચના, શૈલબાલા તેનો તિરસ્કાર કરે છે. ચંદ્રરાજ સમય સમજી નમતું આપી ભવિષ્યે વૈર લેવાનો મન સાથે નિશ્ચય કરે છે. ધર્મરાજ વિરૂદ્ધક સાથે સુલેહ મંત્રણા કરવા ગયા છે એવી ખબર લઈ મહારાજા મહાનામ આવે છે. ધર્મરાજ પાછા ન આવે ત્યાં સુધી શૈલબાલાને શાંત રહેવા સમજાવે છે.

**પ્રવેશ ૫ મો**–ધર્મરાજના આશ્રયે રહેલી વિધવા વિસગાને ચંદ્રરાજે ભોળવી પોતાની જીવન સંગીની બનાવવાનું વચન આપીને તેને પોતાના તાબે કરે છે ત્યાં ઓરમાન માતાના વ્યભીચારથી કંપી ઉઠેલી જયા તેને ધિક્કારે છે. ચંદ્રરાજ તેનો સંહાર કરવા તૈયાર થાય છે ત્યાં ગુપ્ત વેશે આવેલો વિરૂદ્ધક ને બચાવી સહીસલામત ઉપાડી જાય છે.

**પ્રવેશ ૬ ઠો**–ધનસુખની ભત્રીજી મોહીની યોગ્ય ઉમરે પરણવા ભાગ્યશાળી થઇ નથી તેનો બળાપો કરે છે. ઘેર નવા રાખેલા નોકર સાથે પ્રેમની સડક પર વળે છે. ત્યાં ધનસુખ આવતાં પ્રેમપીડાના સ્વરૂપમાં ફરી જાય છે. મધુરીની આજીજીથી ધનસુખ ઠંડો થાય છે ત્યાં ગરીબ માલણ ગીરો મુકેલી મીલ્કત છોડાવવા આવે છે. ધનસુખનો સાવ નફટ જવાબ. મધુરીનો અફસોસ ધનસુખ પોતાની વાણીયા વિદ્યા છોડવા માગતો નથી.

**પ્રવેશ ૭ મો**–વેરનો બદલો લેવા વિરૂદ્ધક સબળ સૈન્ય સાથે કપિલવસ્તુ પર ચડી આવ્યો છે. વિરૂદ્ધક જયાનો સ્વીકાર કરી પોતાની સ્નેહ રાજ્ઞી બનાવે છે. જયા અને વિરૂદ્ધકની પ્રણય ચેષ્ટા થનારૂં મહાયુધ્ધ કોઇપણ રીતે અટકે એ હેતુથી મંત્રી ધર્મરાજ વિરૂધ્ધકને અહીંસા સુત્રથી આંજી નાખી જીવ દયા પ્રેમી બનાવે છે. અહીંસા પરમો ધર્મના સિધ્ધાંતને આજીવન સંભાળી રાખવા નિશ્ચય કરી વિરૂધ્ધક સૈન્યને

શ્રાવસ્તી તરફ રવાના થવાનો હુકમ આપી જાય છે. પરન્તુ સેનાપતિ ચંદ્રરાજની ગેર સમજુતી ભરી ખોટી ઉશ્કેરણીથી ઉશ્કેરાઈ શૈલબાલા વિરૂધ્ધકના સૈન્ય પર હલ્લો કરે છે. વિરૂધ્ધક સામે થાય છે. ભયંકર લડાઇ બાદ વિરૂધ્ધક જયાને લઈ સહીસલામત છટકી જાય છે. ટેબ્લો.

# અંક બીજો.

**પ્રવેશ ૧ લો**–વિરૂધ્ધકને હરાવી વિજયી બનેલ શૈલબાલાને વધાવવા નાગરિકો ઉત્સવ મનાવી રહ્યા છે. ધર્મરાજ તેનો વિરોધ કરે છે. ધર્મરાજના ઉપદેશથી શૈલબાલા જીવનભર અહીંસાવૃત પાળવાની પ્રતિજ્ઞા કરે છે. ચંદ્રરાજને પોતાની યુકિત પાર પડતી દેખાય છે.

**પ્રવેશ ૨ જો**–વિમળા સગર્ભા છે એ વાત જાણી તેનો તિરસ્કાર કરવા તૈયાર થયેલા ચંદ્રરાજને વિમળા પોતાને સાથે લઈ જવા આજીજી કરે છે. ચંદ્રરાજ નફ્ટ જવાબ આપી ચાલ્યો જાય છે. વિમળા કલંકિત જીવન જીવવા કરતાં મરણને ઉધ્ધાર માની આપઘાત કરવા તૈયાર થાય છે. ત્યાં ધર્મરાજનું આગમન વિધવાના આત્મકલેશના સંસ્કાર ગર્ભ ઉપર પડે ભવિષ્યે એજ બાળક હિંદુ જાતીને સંહારવા તૈયાર થાય એ અનિષ્ટ ધર્મરાજને અસહ્ય લાગતાં ગર્ભનો પિતા પોતે છે એમ જાહેર કરી બીજાના દુઃખ ટાળવાં એજ ધર્મ માની

પ્રતિષ્ઠા પ્રાણુ સર્વસ્વનું બલિદાન આપવા નિશ્ચય કરે છે ત્યાં ચંદ્રરાજ મહારાજા મહાનામને ધર્મરાજ વ્યભિચારી છે, એ દ્રષ્ય નજરે બતાવવા અને ધર્મરાજને કેદ કરવા આવે છે. ધર્મરાજ ખુશીથી કેદ થાય છે.

**પ્રવેશ ૩ જો**–મોહીની અને નારાયણ ઘેરથી નાસી છુટવાનો નિશ્ચય કરે છે. ત્યાં મધુરી આવી તેને અટકાવે છે. નારાયણ વણિક પુત્ર હોવાની ખાત્રી આપે છે. મધુરીએ સો બ્રાહ્મણને ભોજન આપવાનું નક્કી કરેલું હોવાથી ધનસુખ શેઠ ગુસ્સે થાય છે પોતે પોતાનું ખાઈ શક્તો નથી. એવા મધુરીના મહેણાથી ઉશ્કેરાઇ જાય છે.

**પ્રવેશ ૪ થો**–જયા અને સખીઓનો વાણી વીનોદ. શાકયોનો સર્વનાશ કરવાની વિરૂધ્ધકની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાનો સમય આવી પહોંચ્યો છે એવા સમાચાર લઈ દગલબાજ ચંદ્રરાજ વિરૂધ્ધકને કપિલ વસ્તુ પર ચઢાઇ કરવા ઉશ્કેરે છે. વિરુધ્ધક સૈન્ય સાથે કપિલવસ્તુ તરફ પ્રયાણ કરે છે.

**પ્રવેશ ૫ મો**–કારાગાર વાસી ધર્મરાજનો ન્યાય કરવામાં મહારાજા મહાનામ અને શૈલબાલા અશકત હોવાનું જાહેર કરી ધર્મરાજનો ન્યાય ચંદ્રરાજને સ્વાધીન કરે છે. પ્રપંચ અને દંભની પ્રતિમા સાધુના ઢોંગ કરી ઉપરથી દુ:ખ અને ભીતરથી આનંદ માની ધર્મરાજનો શીરચ્છેદ કરવા તૈયાર થાય છે. ભગવાન બુધ્ધનું પ્રાકટ્ય. ધર્મરાજનો બચાવ. ચંદ્રરાજ ભયભીત થઈ જાય છે. ટેબ્લો.

**પ્રવેશ ૬ ઠો**–મોહીનીને નારાયણ નાસી છુટયાં છે ત્યાં ઉઘરાણી નીકળેલો ધનસુખ શેઠ આવી ચડે છે. બ્રાહ્મણો લાડવા ખાશે એની બળતરામાં રસ્તો ભુલી થાકી ગયો હોવાથી આરામ ચાહે છે અને ટીમણ કરવા ઝાડ નીચે બેસે છે. કંજુસ સ્વભાવનો વાણીક ભાથું ખાવા તૈયારી કરે છે પણ મીષ્ટાન અને દુધ જોઈ તેને ફેંકી દે છે દુધ નાગના રાફડામાં ઢળે છે. નાગ દેવતા પ્રસન્ન થઈ મારૂં મને ખાવા દે નું. વરદાન ધનસુખને ઋણ મુકત કરાવીને આપે છે. કૃપણ ધનસુખ ઉદાર બની મોહીની તથા નારાયણને ઘેર લઈ જાય છે.

**પ્રવેશ ૭ મો**–કપિલ વસ્તુપર ચઢી આવેલા વિરૂધ્ધક પાસે સુમતિ આશ્રય માગવા આવી છે. તેની હાંસી થતાં તે વિરૂધ્ધકને ધિકકારે છે. વિરૂધ્ધક તેને સજા કરવા તૈયાર થાય છે. ત્યાં પ્રજા પર ગુજરતો જુલ્માટ સહન ન થવાથી અહીંસા વૃતધારી મહારાજા મહાનામ પોતાનું બલીદાન આપી વિરુધ્ધકને સમજાવવા યત્ન કરે છે. પણ તે વ્યર્થ જાય છે મહાનામનું મૃત્યુ ભગવાન બુધ્ધના આદેશનો અંગિકૃત કર્યા પછી પ્રત્યેક શાકય આબાલવૃધ્ધોએ અહીંસક વૃત્તિ ધારણ કરી છે. એટલે કોઈ વિરુધ્ધક સામે શસ્ત્ર ઉપાડવા તૈયાર નથી વિરુધ્ધકના

હાથે શાકયોનો અમાનુષિક ઘોર સંહાર નજરે ન જોઇ શકવાથી ઉશ્કેરાયેલી શૈલબાલા સામે થાય છે. ત્યાં અહીંસા પ્રેમી ધર્મરાજનું આગમન. હિંસાને અહીંસાથી, પશુ બલને આત્મ બળથી, અને આઘાત બદલે સહિષ્ણુતા ધારણ કરી ધર્મરાજ આત્મ બલિદાન આપવા તૈયાર છે. વિરુધ્ધક તેનો પણ સંહાર કરવા અને શાકયોની જડ કાઢી નાખવા સૈનિકોને હુકમ કરે છે. ઘોર અત્યાચાર અંતે વિરુધ્ધક ધર્મરાજના પૂણ્ય પ્રભાવથી મહાત થઇ મુર્છીત થાય છે. ટેબ્લો.

## અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો**–પાપના પશ્ચાતાપથી વિશુદ્ધ બનેલી વિમળા અને ધર્મનિષ્ઠ ધર્મરાજ ગામ બહાર સેવાશ્રમમાં રહી લોક સેવામાં જીવન વ્યતિત કરે છે. સર્વ સંજોગો પ્રતિકુળ થતાં નાસીછુટેલો ચંદ્રરાજ પોતાના સર્વનાશનું મૂળ ધર્મરાજછે એમ માની તેનું ખુન કરવા આવે છે. ત્યાં વિમળાનો મેળાપ થતાં તેને ભોળવી સાથે લઈ જવા પ્રયત્ન કરે છે. વિમળા તેને બનાવી તેનો સંહાર કરવા તૈયાર થાયછે. ચંદ્રરાજ પોતાનો બચાવ કરવા જાય છે. ત્યાં અનામીના હાથમાંથી રમતમાં તમંચાની ગોળી છુટતાં ચંદ્રરાજનું મૃત્યુ.

**પ્રવેશ ૨ જો**–નાગદેવતાની કૃપાથી અને પરાયા ઋણથી મુકત થયેલા ધનસુખ શેઠની અપૂર્વ દાન વૃત્તિ. મનસુખ શેઠનો ખોવાઈ ગયેલો પુત્ર નારાયણ માદળીયા મુદ્દાથી પાછો પ્રાપ્ત થતાં તેનો આનંદ. મોહીની અને નારાયણનાં લગ્ન.

**પ્રવેશ ૩ જો**–ઘોર સંહાર પછી અસ્થિર બનેલા વિરુધકનો પશ્ચાતાપ. અહિંસાના પૂણ્યપ્રભાવથી તેનો આત્મા પુનિત બને છે. શૈલબાલાનો સર્વ ગર્વ ગળી જતાં ધર્મરાજની અનુજ્ઞાથી વિરુદ્ધકની ક્ષમા માગી તેના ચરણે જીવન સમર્પણ કરે છે. અહિંસા પરમોધર્મના મંગલ નિનાદ સાથે નાટય પ્રયોગની પૂર્ણાહુતિ થાય છે.

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

શ્રી ગણેશાય નમઃ

॥ શ્રી ॥

# પૂણ્ય પ્રભાવ

## નાટકનાં ગાયનો

### મંગળાચરણ

જય ગિરિજા સુત ગણેશ !
કરૂણા કર અમ પર ત્રાતા
ગજ વદન તું અભરા ભરણ
એક દંત દયાવંત !
તવ સ્મરણ મનન સુખકર
તુંહી તું માતા, તુંહી તું પિતા,
તુંહી તું ત્રાતા હે ! મુદ દાતા
રિદ્ધિ વિધાતા, બુદ્ધિ પ્રદાતા
હે ! સુખશાતા જ્ઞાન વિધાતા.

બાળાઓઃ— ૧

અમે માનવ મન વિમળ કરવા જગ કરૂણામય કરશું
અહિંસાના ભાવ કરૂણ ભરવા હિંસાને પરહરશું
દયા માયાને ને અનુકંપા વડે દિવ્ય ભારત જગતના ભાગ્ય ઘડે

જેની જોડ જગે નવ ખોળી જડે એવી પૂણ્ય—પ્રભા ભરશું
જગતને કરૂણામય કરશુ
ભ્રમભેદ અભેદને ભુલી જવા જગે શાંતિ સદા સ્થાયીત કરવા
વિશ્વ પ્રેમના મંત્ર વિમળ ભણવા થઈ વિશ્વપ્રેમી ફરશું—જગત૦

**કંચનીઓ:—** ૨

સજની સાંભળ સ્નેહુથી છાની કહું એક વાત
મન મોહનના મંદિરે માણી માઝમ રાત
રાતલડી રઢીયાળી લાગી વ્હાલમને મળવા ચાલી
સજીયા મેં સોળે શણગારો.
શયન ભુવનમાં જોઉં અલી જ્યાં શૈયા ત્યાં દીઠી ખાલી
છુપાયો કયાં છેલ ધુતારો
શોકલડી સંતાપી ગઈ શું ભ્રમણામાં મુંઝાતી'તી
પાછળથી પ્રીતમજી આવ્યા કોમળ કાય કસાતી'તી
રીસતણાં સૌ વિષ ગયાં ને જોયો પ્રેમે પ્રેમ કિનારો

**મધુરી અને ધનસુખ:-૩**

હૈયાના હાર ! વારી જાઉં રસીકવર વ્હાલા લાગો છો વરણાગીયા
તને હૈયાનાહીંચકેહિંચાવું રસિકડી વહાલાલાગો છોવરણાગીયા
મોતીનીમાળ એક સેરની ન જોઇએ નવસેરા હાર લાવી આપજો
હારનાવિચારનાર છોડો આવાર શણગારતણા ભાર ના ઉપાડજો

હુકમ કરો મને શેઠાણી પ્રેમથી હમણાં તે લાવી આપું,
વાતે ને ચિતે સોપારીને ટુકડે શાણી રાજી રાજી રાખું.

**કમળા અને સખીઓઃ–૪**

મેં પૂછ્યું મધુકરને કે ત્હેં ડંખો શાને દીધા
ડંખ દઈ મધુ વિષ તેં દીધાં અમૃત કાં લઈ લીધાં
મધુકર હઈયે અમૃત ભરીયાં ત્હોય બીજે જઈ ખોળે
પોતે મધુ કે મીઠડાં ફુલડાં જોવા એ રસ ડહોળે
ધ્યાન કમળનાં કીધાં મધુકર ડંખો શાને દીધાં
અન્ય પુષ્પના મોંઘા પરિમલ ભ્રમરકદર નવ કરશે
કમળ તણા ક્રુર કોમળ દળમાં પ્રાણ પ્રિતે પરહરશે
દળ કમળતણાં ના છેદ્યાં ભ્રમરે પ્રેમ બલિ ત્યાં દીધા

**કમળા અનેસખી ઓઃ– ૫**

કદી કદી વસંતને વ્હાણે ગ્રિષ્મે સાંજ તણા ટાણે
શરદ્ તણી રજની એ રસરાજ પધારો કુમકુમને પગલે
છલકે સરવર કમળ ભર્યાં
હઇયાં એવાં હેત ભર્યાં
છલકતી રસવાડી રસરાજ પધારો કુમકુમને પગલે
સખી અમ કોમળ ભાવ ભરી
થશો ના અળગા જાદુ કરી
સખી કાં લૂંટાવો નવલખ લાજ. પધારો કુમકુમને પગલે

જયાઃ— ૬

જગતને પ્રેમ કરૂણાથી પુનિત કરવા સહન કરજો
પ્રભા ઉજ્વલ અહિંસાથી તિમિર સંસારનાં હરજો
ભલે બળજો ન બીજાને પ્રજાળીને ખુશી થાશો
દયા માયા અનુકંપા અતિ કષ્ટે ન પરહરજો
ગણે વ્હાલી જે હિંસાને ન માનવ તેતો રાક્ષસ છે
તમે તો આર્યના પુત્રો ન માનવતાને વિસરજો.

મોહીનીઃ— ૭

કળી અણખીલી કરમાયે મુવા માળી વિણ તન બાગે
વાયુ વસન્તે ઉન્હા વાયે રડી ઝુરતી હું અનુરાગે
રસ તરસી આંખડીઓ મ્હારી રસને પંથે વળતી
રસભીના નવયુવકને નીરખી ઉર પાંખડીઓ ઢળતી
હું તો બળતી પ્રેમની આગે–મુવા૦
વૃક્ષ વેલીની જોડી ઘડી મને એકલડી કાં રાખી
પરિમલ ભીનું પુષ્પ મનોહર ભ્રમરે મજા ન ચાખી
ભાવો હઈયે ઉંડા જાગે....મુવા૦

ધનસુખઃ— ૮

અલૌકિક આખી દુનિયામાં અમે તો વાણીયાભાઈ
ન ખોઈએ ગાંઠની પાઈ અમે તો વાણીયાભાઈ

પડે માખી કદી ઘીમાં કરીને પાટુડી આડી ;
નીચોવી તે અમે લઈએ અમે તો વાણીયાભાઈ
કરી કાળાં અને ધોળાં અમે ઉજળા થઈ ફરીએ. ;
છતાં શાહુકાર કહેવાઈએ અમે તો વાણીયાભાઈ
(પ્રક્ષિપ્ત સંવર્દ્ધિત)

**જયા અને પરિચારિકાઓઃ- ૯**

રાગી રસિકા રસની જાદુગરી સુહાગી
લલના લલિત લાગે લાજે ભરી સુહાગી
શાને સતાવો શાણી મુજને અજાણી જાણી
જાણી અજાણી થાયે રાગે ભરી સુહાગી
આંખલડી જુગ જુગ તરશી
વાદલડી વ્હાલની વરશી
ફળશે ફુલ બાગ તારો ભાવેભરી સુહાગી

૧૦

**જયા અને વિરૂદ્ધકઃ—**

વ્યાધિ વસમો પ્રેમનો વસમા પ્રેમ પ્રકાર
ત્હોયે વ્હાલા લાગતા વ્હાલમ વ્હાલ વિહાર
નેહ નૈયાના સાચા સુકાની મળ્યા
લેખ ભાગ્યના લખેલ પ્રેમી પુરા ફળ્યા

નયને અંજનને ખંજન એ સાથે વર્યાં
કુચ અંબુજને કંચુકી એ કેવાં કર્યાં
લાલ લોચનમાં લોચનીયાં આજે ઢળ્યાં
ભાવભીનાના ભાવની ભીખારી બની
દેવ દીઠાને પ્રેમની પૂજારી બની
પ્રેમ વારિમાં પ્રીતમજી અમૃત ભળ્યાં.

## અંક બીજો.

નાગરિકો:— ૧૧

વીરશ્રીને વધાવો વ્હાલ ધરી
રણ રંગ રમી કીર્ત્તિને વરી
રણધીર તણા સૌ ગર્વ ભરી
જેણે શાકય કુલે વિભૂતીને હરી
શકિત સ્વરૂપ રણચંડી ખરી
જેણે જન્મ ભૂમિને મુકત કરી

૧૨

**મધુરી, ધનસુખ અને બ્રાહ્મણો:—**

મોદકની (૨) માણો મજા મહારાજ આજ મોદકની
મંડાણી (૨) મ્હોંકાણને લુંટાણી લક્ષ્મી ગોલખની

જમશું લાડુ વીસ પચીસ દખણા લઈશું મોટી
મળશે ના કોડી એક બધી છે આશા ખોટી–મો૦
લાડુનો ધાણ આજ વાળવાના બ્રાહ્મણો
દાળ અને ભાત ના સુંઘશે લગારે
ધણી ધણીયાણી દાળ પીશું હબડકે હાય હબડકો–(૨)
લૂંટાણા [૨] શાણા આજ દશા થઈ
હાલક ડોલકની–મઝા લ્યો મીઠી ઢોલકની

જયાઃ— ૧૩

રસની વાતો તો વહી ગઈ રાતે પ્રભાતે મારી ભીંજી ચુંદલડી
ઝબકી જાગી ત્યારે હું સમજી પજવે પ્રીતમજીની પ્રીતલડી
પ્રિયતમને જોવા નયને ખંજન નાચે ને રાચે
હઇયાને કાંઠલડે પીન પયોધર નાચે
ભાન ભુલી હઈયા સુની થઇ વિરહે મારી ધડકે છાતલડી
સેજ સમારી સુંદર રસીયાની વાટ જોતી
કળીએ પુરીને પ્રાણ ફુલમાળા પરોતી
હું સજવા શણગાર રહી ત્યાં લઈ ગઈ સ્વામી મારી શોકલડી

૧૪

જયા અને સહચરીઓઃ—

એક મહીંથી અનેક બન્યાં પણ એકલડાં ના ફાવે
અજબ સૃષ્ટિને અજબ પ્રભુ એ સૌને નાચ નચાવે
અખિલ વિશ્વના જ્ઞાન વિધાતા ક્ષીર સાગરમાં વસનારા
નાથ જગતના દ્વૈત ભાવમા અદ્વૈત થઈ રમનારા
અટપટી રચના ઈશ તણી એ રહેજે ના સમજાયે
અગમ નિગમના ભેદ અનેરા તમથી કયમ વંચાયે

૧૫

જયા અને વિરૂધ્ધકઃ—

રે ! માનવી જગતના હિંસામાં રાચનારા
શાન્તિ કદી ન પામે શોણીતના પીનારા
દુઃખ તણી એને ખબર જેના દિલમાં દાગ
વેર અમે વ્હાલાં કર્યાં લાગી તનમાં આગ
ગગને ગંભીર થઇને તોફાન મેઘ કરતો
ક્રોધી બનીને ગરજે વરસે અમીની ધારા

કેમ ભુલાયે કામીની કુળ તણું અપમાન
કુળગૌરવને રક્ષતાં કાયા હો કુરબાન
કલ્યાણ કોઈનું કરતાં કુરબાન થઈ જનારા
જીતે જગતને પળમાં પ્રીતે પ્રભુના પ્યારા

## મોહીની અને નારાયણઃ—૧૬

દીઠા દીલ દેવળના દેવ થઈશું પ્રેમ પૂજારી
કરશું સ્નેહ ધરીને સેવ થઈશું પ્રેમ પૂજારી
મારી આંખલડી અનુરાગી
વિરાગી થઇ ગયો રાગી થઈશું પ્રેમ પૂજારી
રમશું રાતડી રઢીયાળી
તન ફુલવાડીના માળી થઈશું પ્રેમ પૂજારી
હું ગોરી ઘેરા ઘુંઘટ વાળી
લલના તું છે લટકાળી થઈશું પ્રેમ પૂજારી

## વારાંગનાઓઃ- ૧૭

નાનાં લ્હોયે નયન તો નચવે છે સંસાર
દ્રષ્ટિમાં સૃષ્ટિભરી અકળ કળા કિરતાર
કાળી લ્હોયે કામણગારી કીકી કાળજ કોર

ચંચળ હોયે ચતુરા ચિતને બાંધે કાચે દોર
નાનકડી પણ ઘુંઘટપટમાં કાતીલ ક્રુર જણાય
કાતીલ હોયે કોમળ કરૂણા કાળજ કોરી ખાય
આંખલડી વીણ કેમ નીરખશો જોબનીયાનાં જોર
વિષ અને અમૃતની વેલી શ્વેત શ્યામ રતનાર
એક જ સાથે વસતાં હોયે વરસે અમૃત ધાર
નયન કટોરા અમૃત ભરી એ પીતા રસિક ચકોર

બાળકો:— ૧૮

જન તાપ અમાપ સંતાપ હરા
જગ પાપને જેણે દુર કર્યા
દઈ દાન અહિંસા સત્ય વડે
જન ઉર કરૂણા ભાવ ભર્યા
પ્રગટી પૂણ્ય જ્યોત જે પુર્વ વિષે
તેનાં તેજ જુવો પશ્ચિમ પડે
સ્થિર વિશ્વની આંખો આજ થઈ
અહિંસાના પુણ્ય પ્રભાવ વડે

વિશ્વ બંધુત્વના કંઈ ભાવ વિમળ
નિર્મળ હઈયાં કરી પ્રેમ ભરે
કરૂણામુર્તિ કરૂણા તારી
અરૂણા થઇ સત્ય પ્રકાશ કરે

૧૯

**મધુરી, ધનસુખ, મોહાની, નારાયણ વિગેરે:—**

માનવ લાખ કરે વિચાર ધાર્યું કરતો કિરતાર
એની માયા અપારનો ન પાર છે
મેં કીધા'તા નિરધાર લુંટવા બીજાનાં ઘરબાર
બુદ્ધિ સુધરી એ ઈશનો ઉપકાર છે
હું માગી ખાતો લોટ ગામ કહેતું આખું ભોટ
થયો ભાગ્ય ભરતી ઓટ તેથી સુધર્યો આ આપણો સંસાર છે
શાણા સમજ્યા સુખસાર વાહ વ્હાલી દિલદાર
કરો ખુબ પીતાજી પ્યાર ઘેર ચાલો હઈયા હાર
જાવા સાસરીયે કોડ તો અપાર છે.

## —: સમાપ્ત :—

**શાંતિ ! શાંતિ ! ! શાંતિ ! ! !**



આ નાટકની બાબતના તમામ હક સને ૧૮૬૭ના ૨૫મા એક્ટ
મુજબ માલીકે પોતાને સ્વાધીન રાખ્યા છે માટે રજા
શિવાય કોઈએ છાપવું, છપાવવું, વેચવું, વેચાવવું,
તેમજ ભજવવું કે ભજવાવવું નહિ.